# श्रीमाळी सार्थक सुचना.

## વિદ્યા વિષે. અંક ૧ લો.

### દુહો.

જ્ઞાન વધે વિદ્યા વડે, વધે સભા સનમાનઃ
ગુણીજનમાં ગણના કરે, ત્યાં ગુણીજન ગુમાંન. ૧

આજ કેટલાં વર્ષ થયાં આપણા દેશની, દરેક જ્ઞાતીઓમાં દિનપ્રતિદીન નવા નવા સુધારા, વખતને અનુસરીને થતા જાયછે. અને વારંવાર કેવી મીટીંગો ભરાયછે, તથા ભાષણો થાયછે. એવું કરવામાં મારા જ્ઞાતી બંધુઓ ક્યારે પોતાની હોંશ બતાવશે અને કરશે. તે જોવાને ઇન્તેજારછું. હું એક સ્વજ્ઞાતી અલ્પજન ભાઇઓ આપણે ભરતખંડની ભુમી ઉપર હજુ સુધી લાંબી સોડવાળી સુતેલા ભરનીદ્રામાં ભરપુર છીએ. પણ સુધારાનો સુરજ સઘળે પોતાના તેજથી ઝળઝળાટ કરી રહ્યો છે. સકળ તીમીર હરણ કરેલુંછે. સકળ સજ્જનો પોતપોતાની, સ્વજ્ઞાતીનું તથા બીજાનું હીત વીચારી, બનતા ઉપાયોની યોજના કરવા તતપર થઈ રહ્યા છે. તેમછતાં આપણે હજુ સુધી સુસ્ત થઇ બેશી રહ્યા, અને હવે પછી પણ બેશી રહેવું, એ મને દુરસ્ત લાગતુ નથી. બીજા સજ્જનોના ઉદ્યોગરૂપી ધમકારાની પડઘાથી કેટલાક સ્વજ્ઞાતીલા સજ્જનો જાગીને ઉદ્યમે વળગી પડ્યાછે ન...
... આળસ ની ...

મારી નમ્રતાપૂર્વક વિનંતિ છે કે હવે પ્રાતઃકાળનો સમયતો વહી ગયો, અને આપણે બધાથી ઘણાજ પાછળ પડી ગયા છીએ, માટે ઘણીજ ત્વરાથી આપણે સઘળાની બરાબર થવા યોજના કરવી જોઇએ. રાજેશ્રી મી. મુળશંકરભાઇના સુચનાપત્રપરથી મારા સ્વજ્ઞાતીલા સજ્જનોની સેવામાં આ એક ટુંક વિષયનો પ્રારંભ કરૂછું.

આપણા પુર્વજો કરતાં આપણે હાલ ઘણીજ નબળી સ્થિતિમાં આવી ગયા છીએ, અને બધી જ્ઞાન ઇંદ્રીઓ સ્તબ્ધ બની ગઇછે. છેક નીરમાલ થઇ ગયા છૈએ. માટે હવે જાગ્રત થઈ આળસને એક ઉંડા કુવામાં પુરી નાખો, અને સર્વત્ર સુભેચ્છક થાઓ.

આપણા વૃદ્ધ પૂર્વજો કેવા વિદ્વાન, ઉદ્યોગી, નીરોગી અને હાલના કરતાં તેઓ નીતીવાન અને જ્ઞાની હતા, તેઓ વીદ્વતામાં સર્વોત્તમ શ્રેષ્ટ પંક્તી ધરાવતા, અને કાશી જેવા મહાંન ક્ષેત્રમાં પણ વખાણ પામતા હતા. અને હાલના વખતમાં તો કમાઈખાવા જેટલું શીખ્યા એટલે બશ, આવી રીતનું થવાથી દીનપ્રતીદીન વીદ્યાનો નાશ થતો જાયછે. અને વીદ્યા ગઈ એટલે તેની પાછળ બધુજ ગયું. માટે જે તે રીતે, તન, મન, ને ધનથી બને એટલા પ્રયત્ન કરવાં, કે જે તે રીતે વીદ્યામાં વૃદ્ધી થાય.

આપણે ઘેર લગ્ન વીગેરે બીજાં પ્રસ્તુત આવેછે ત્યારે ઘણી ઉલટની સાથે નાતવરા કરવામાં હાંશ બતાવીએ છૈએ. અને ચાર પૈશા જાસ્તી થાય તેની દરકાર ન રાખ-
[illegible] પ્રાપ્ત [illegible] કરવામાં બહુ ખરચી

રકમ વાવરી ઉદારતા બતાવવામાં જરા લેશ પણ વી-
ચાર કરતા નથી, (કેટલાક કરજ કરેછે) પણ એવું કરવા
માં જે ગૃહસ્થો બહુ માન સમજેછે, તેઓને ઘણી આ-
જીજી સાથે નમ્રતા પુર્વક વીનંતી છે કે, પોતીકા બાળકની
અને પોતીકા સ્વગ્નાતી તનુજોની આખી જીંદગીનુ સાફલ્ય
થાય એવું કરવામાં કદાપી આનાકાની કરશે નહીં.

દરેક સ્થળમાં સજ્જનોએ એકઠા મળી સ્વગ્નાતીના
છોકરાઓને વિદ્યા ભણાવવામાં મદદ કરવા માટે એક ફંડ
ઉભુ કરવું જોઇએ. અને તે ફંડના વ્યાજના નાણામાંથી,
સ્વગ્નાતીના વીદ્યાર્થીઓને ભણાવવામાં વ્યાજબી ઉપ-
યોગ કરવો કે જેથી તેઓને ઉંચી પંક્તિનું ગ્નાન પ્રાપ્ત
થાય, અને નીરૂદ્યોગપણું, નીરધનતા વીગેરે નાશ પામે.
(મારૂ કહેવું એમ નથી કે તમે સઘળા વેદ વીદ્યા મુકી દો-
ને સરકારી નિશાળોનું કે ઇંગ્રેજી ભણી બી. એ. ને એલ.
એલ. બી. થાઓ. ઇંગ્લંડમાં દરેક ગૃહસ્થ નીપુણ હોવો
જોઇએછે. "હોડી હંકારવાથી તે રાજ્ય પ્રકરણ બાબત
સુધી" તેમ તમે પણ વખત અમુલ્યછે એમ ધારશો તો
બધી વીદ્યાઓમાં પ્રવીણ થશો, તમે યાગ્નીક થશો, તમે
વ્યાકરણી થશો, તમે વૈદ થશો, તમે વેદીઆ થશો ને તમે-
જ બારીસ્ટર થશો, જો તમે ખરી ચાનક રાખશો તો
બધી વિદ્યામાં પ્રવીણ થશો, અને આળસુ થઇને બેશી
રહેશો તો ગમાર ઢોઠ પણ રહેશોજ, મારો એટલોતો હેતુ
છેજ કે તમે સદવિદ્યા જે વેદ તેને એક કેવા કઢંગા ઉ-
પયોગમાં લોછો. તેમ ન કરતાં તે ભાગની

દુરસ્ત લાગતુ નથી. સામળે કહ્યું છે કે "યાચક તરણુથી તુચ્છ" તે સાચુ છે. તમે વેદ માત્ર કોઇ પાસે જઇઓ ને વેદોક્ત મંત્રથી યાચના કરો તે વખત પેલો સામો માણસ નાસ્તીક વચન બોલે, તો એ બધુ અપમાન પેલા વેદને-જછે. માટે મારા ધારવા મુજબ દુરસ્ત નથી, જુનાગઢ વાળા ગોકુળજી ઝાલાને મુંબઇવાળા ગટુલાલજી મહારાજ વીગેરે એઓ કેવા વિદ્વાનછે. તેમ તમે વેદ વીદ્યા ભણો. પણ ઉદર પોશણાર્થે, તો બીજી વિદ્યા શીખવી ગમે તે હુનર કરવો જોઇએ. જો બધા વેદવિદ્યા નહીં શીખીએ તો દશ વર્ષ પછી આપણને ક્રીયમાણીનીજ પ્રથમતો મોટી ખોટ પડશે. કોઈ એમ ધારેકે ફંડના નાણાં તે કેટલાં એ-કઠાં થાય કે તેના વ્યાજમાંથી છોકરા ભણાવવાનો ખર-ચ પુરો પડે, તો તેનો ઉત્તર એટલોજ કે ખુશી થકી બરાય તેટલાં તેમને બાકીની વધુ રકમને માટે કેટલીક જમણવારો અમથી ફોકટની પેથી ગઇછે, તે ન કરતાં તેવો વરો જેને ત્યાં આવે કે તે અમુક રોકડી રકમ પેલા ફંડમાં ભરે, તો એથી દીનપ્રતીદીન પેલા ફંડમાં વધારો થશે અને એક મોટી રકમ વધતી જશે. "વીદ્યા સર્વત્ર પુજ્યેત" માટે વીદ્યા થકીજ દ્રવ્ય પ્રાપ્તીછે. જો પ્રથમ રશાળ કેળવાયાની ભૂમીમાં સુંદર ક્યારો કરી, તેની અં-દર ઘણીજ ચતુરાઇથી વીદ્યારૂપી બીજ વાવવા કે તુરત તેના વ્રક્ષને વધતા વાર ન લાગે, અને નોતમ ફળ દ્રષ્ટીએ પડે કે જેથી સર્વના મનમાં અમૃતની ઝરી

છેક નથી. માટે જે તે રીતે વીદ્વાન થવા યત્ન કરો. અધા માણસે પ્રથમ સાવચેતી રાખવી જોઈએ ને "સમય સુચક" થવું જોઈએ. જો આપણે બધા વેદ ઉત્તમ છે એમ ધારી વેદ ભણશું તો બધાનું એ વીદ્યામાંથી ઉદર પોષણ થવું ઘણી રીતે મુશ્કેલ છે. માટે યોગ્ય રીતે વેદ પણ ભણો. અને પછી આપણા નીભાવને માટે બીજા હરકોઈ હુંનરમાં પ્રવીણ થવું જોઈએ. કોઈ કહેશે કે સરકારી નિશાળોનું ભણેલા હજારો રખડે છે ને તેમને કોઈ નોકરી નથી આપતું. પણ એ વાત ખરી છે કે ભણેલા ઘણા રખડે છે પણ જો દસ પંદર જણ ભણેલા એકઠા મળી એક રોજગાર કરે તો તે વીદ્યાના ડહાપણ થકી તે રોજગારમાં કોઈ દિવસ ખતા ખાશે નહીં. તેને કોઈ છેતરી જશે નહીં, તેમજ તેની ઉપર બ્રીટીશ રાજ્યની છાયામાં કોઈ અમલદારથી જુલમ થનાર નથી ને કોઈ કરશે તો તેને ઠેઠ પોંચાડી આપશે, કોઈ દગાખોર, જાદુગર, ધુતારો, ઢોંગી, લુચ્ચો વીગેરે એકદમ તેને ઠગી નહીં જાય, માટે વીદ્વાન થઈને ગમે તે જાતનો હુંનર સોધી કહાડવો, બાકી થોડુ ઘણું નોકરી મળશે એવી આશાથી નિશાળોનું ભણી ઘણું તો છઠા ધોરણ સુધી અભ્યાસ કરી સરટીફીકેટ મેળવશો, એમાં કાંઈ બહુ જોર માર્યાજેવું નથી. એ થકી બહુ ત્યારે રૂ. ૭—૮ ની કોઈ ડે. ઈ. દયા લાવીને જગ્યા આપે, બાકી બીજુ તો કોઈ પુછનારજ નથી. તેમ એવી હલકી નોકરી કરવામાં પણ ભલીવાર નથી. જુવો કહાણી આ પુસ્તકનં પર મ્હાં

જો નાતજાતમાં રેહેવાની ઇચ્છા રાખશો તો કરજ રૂપી ઊંડા કુવામાં પડી ડુબી મરવા સીવાય બીજો એકે રસ્તો નથી. માટે મારા ન્યાતીલા બંધુઓને મારી આ અલ્પ સુચના જેછે તેનો એટલોજ હેતુ છે કે, આપણે બદ્ધા થકી છેક પાછળ છૈએ. માટે હવે જાગ્રત થઈ આગળ વધવા ઉપાય કરવા જોઇએ. બંધુઓ "બાપનો કુવો બુડી મરવાનો નથી" પ્રથમ સઘળા એકમત થઈ શ્રી સરસ્વતી દેવીની ઉપાસના એક ખરા ચીત્તથકી કરી, અને જે તે રીતે તે દેવી પ્રસંન થાય એમ કરી, તેની પાસેથકી વરદાન જેવું કાંઇક ચીન્હ પ્રાપ્ત કરો, કે પછી જ્યાં નાખો ત્યાં પાસા પોબાર પડે, અને કોઈ જગાએ થકી કચ્ચાબાર પડવા તરફની ભીતી રેહેજ નહીં. પછી હરકોઈ પ્રકારના હુંનરમાં પ્રવીણતાઈ મેળવી તેમાં જસનો ડંકો વગાડો. અગાડીના પૂર્વજો કરતાં હાલ આપણે છેક નીરમાલ્ય થઈ ગયા છૈએ. તે બદ્દાનુ મુળ ફકત વિદ્યાજ છે. તેઓ-માં ને આપણમાં હાલ કેટલો બધો તફાવત પડી ગયોછે. અને તેમના બાંધેલાજ રીવાજોને આપણે એક કઢંગી રીતમાં વર્તાવીએ છે. તેઓની બાંધેલી રીતીઓ એવી તો શૈલ્ય અને સેહેલી તથા અબાધ યુક્તિવાળીઓ છે કે તેનો વીચાર કરતાં આપણે વીસ્મયતા પામ્યા સીવાય રહીસુજ નહીં, પણ હાલ આપણી દશા તો "ધોબીનો કુતરો નહી ઘાટનો ને નહી ઘરનો" તેવી થઇછે. માટે હવેતો આંખ ઉઘાડી ચારેબાજુ તરફ નજર નાખો અને પાછળ પડી ...ી ને નક્કી કરી ... આગળ વધવા મન

ષમાં ભાસ્કરાચાર્ય, કવિતામાં કાળીદાશ, પાંન્ડીત્યતાઈમાં માધ એ સીવાય બીજા અપાર વીદ્વાનો હતા અને હાલ છેક સુન્ય પડવા જેવો વખત આવી પહોંચશે એવો સંભવ આવી રહ્યો છે. માટે બીજુતો નહી પણ ફક્ત દેશાભીમાન લાવી વીદ્યાની બાબતમાં જોડો અને તે ઉપર પુરતો લક્ષ આપો અને જે તે રીતે સરીરે, દ્રવ્યે વીગેરે હરેક પ્રકારે એદાનમેદાન થતાં પણ વીદ્યાદેવીનો આપણાં -હૃદયોને વીષે વાશો થાય એમ કરો, જેમ આપણા આખા બદનનું મુળ યાપુરેદા છે, તેમ આપણી જીંદગીનું મુળ વીદ્યાછે માટે તે મુળમાં ઉધાઈ લાગેલી છે તેને ઉઝેડી નાખી ગેરૂ ચોપડી ખાતર નાંખી કોઈ વહેતા મીઠા ઝરાનું અમૃત રૂપી નીરમળ પાણી નામવું કે જે થકી પેલુ મુળ પ્રફુલીત થાય એટલે, ડાળ, પાન, થડ, અને છાલ એઓને વધતાં કાંઈ હજા નડે નહીં. મારૂ કહેવું એકથી હજાર વાર એવું છે કે જે તે રીતે વીદ્યામાં વધારો થાય અને દુરાચાર, દુર્ગુણ, કુવહેમ વીગેરે નાશ પામે ને પરમેશ્વર સુમતી આપે. તથાસ્તુ.

## છંદ ભુજંગી.

કરો સંપ સાણા તમે હિંદુ આજે;
ધરીછેજ વિદ્યા વધારો સુકાજે,
બણો ભેદ રૂડા તમે યુક્તિ એવી,
કરો શોધ ઉંડા ધરો સક્તિ તેવી.
ધરો ધીર હૈયા, સોધાવો પ્રદેશે.

કુળાચક્તિ કીરતી અને આબરૂનો,
તમે બાવશો ભેદ જાણે નહીં કો. ૨
નથી નાત જાતો તમે જુદી જાણો,
બધા આપ બંધું તમેતો પ્રમાણો,
ગણો સઘસાર્થી, ભલાભેદ ભાખો,
અહો બંધુ મારા તમે સુખ આખો. ૩
કરી સંપ સારો કુસંપોજ કાપો,
ધરી ધૈર્યને કષ્ટ સર્વે ઉથાપો,
નડેરે નહી એ કરો સીધુ કેવું,
ડરો લેશ નાહી પડે દુઃખ સેવું. ૪
ભુંડી જે જડો તે તમે ખોદી નાંખો,
રૂઢી દુઃખકારી જુની તે ઉથાપો,
કરોની નવા ચાલતો આજ કેવા,
પડે એ બધાને ભળી ઝુંબ જેવા. ૫

## દોહરો.

કરો સુધારો સર્વદા, ફળે મનોરથ કામ;
રેવાશંકર મુખ વદે, સુધરે સકળસુ ઠામ. ૬

શુક્લતિથ
ફાગણસુ.૮નેસનેઉ ૨૫-૨ ૮૨ | લી. સેવક.
*રેવાશંકર નરોતમ ત્રવાડી.

---

* મારી કરેલી કવીતાઓનુ પુસ્તક છપાવી આપવા કોઈ સદ્ગ્રહસ્થ પોતાની હોંશ બતાવે તો આપવા ઇંતેજાર-છું "ધન વિના નર પશુ" તેમ તેથી હું અંધારે પડ્યો છું.